શ્રી

# ગોપાળ ગીતાવળી.

ઍકાવલી હામાન અને ચતરા
વાગેરે
માં ગવાતાં ગાયનોમાંથી ચુંટી
કાઢેલા મનહર
રાગમાં.

રચીને છપાવી પ્રસિદ્ધ કરનાર
શા૰ ગોપાળદાસ લાલદાસ.

(સર્વ હક સ્વાધીન)

મુંબઈઃ-
પારસી પ્રીંટીંગ પ્રેસમાં છાપી.
સને ૧૮૯૦

કીંમત રૂ૦-૩-૦

# પ્રસ્તાવના.

ગાયનનાં આ લઘુ ગ્રંથને પ્રસ્તાવનાની શી જરૂર હતી ? એવું કોઇ કહે તે માટે હું વિદિત કરવું જરૂરનું જોઉંછું કે આધુનિક નાટકોના પ્રયોગ જોતાં તેમાંનાં કેટલાએક ગાયનોનાં રાગ મને અને મારા મિત્રો ભાઇ કેશવલાલ આતમારામ, ભાઇ પ્રાણજીવનદાસ ઈંદિરજી, અને સ્વર્ગવાસી ભાઇ પ્રાણગોવિંદ લક્ષ્મીરામને ઘણા મધુર લાગવાથી તેમણે મને મજકુર રાગમાં પસંદ પડતા વિષયો ઉપર ઇશ્વરી ભજનનાં નવિન ગાયન રચવાને આગ્રહ કર્યો મેં પીંગળ જોએલું નહીં પણ ગાયનનાં રાગ મને બેશી ગએલા તેથી ધીમે ધીમે ગાયન રચવાનું આરંભ્યું અને થોડા દિવસનાં અંતરમાં કેટલાંક ગાયન મેં રચ્યાં. તેમાં મિત્રોનું મન પ્રસન્ન કરવા ગાયનનાં અંતમાં મેં મારા નામ સાથે તેમનાં નામ આણ્યાં. તે પછી મેં મિત્ર મંડળીમાં તે રજુ કરી એક વાજિત્ર સાથે ઉતાર્યાં ત્યારે મારા મિત્રોને તે અતિશય ગમ્યાં. આથી કંઇ અંશે હું મારા મિત્રોનાં મન રંજન કરી શક્યો એમ જાણી મને વધારે ગાયન રચવાને ઉતેજન મળ્યું. મિત્રમંડળે અને તેમાં વિશેષ કરીને સ્વર્ગવાસી ભાઇ પ્રાણગોવિંદે મને આ ગાયનો મિત્ર મંડળીનાં વિનોદને અર્થે પ્રસિદ્ધ કરવાને આગ્રહ કર્યો, પણ દૈવની વિચિત્ર ગતિ છે, નહીં ધારેલાં વિઘ્ન આવી પડે છે તે । હમારા હત ભાગ્યથી બન્યું; અને ભાઇ પ્રાણગોવિંદ હમેશને માટે આ અસાર સંસારનો ત્યાગ કરી, અમારા સ્નેહનો અનાદર કરી, અમને તેમનાં સદ્દગુણોનું, પવિત્ર પ્રેમનું, સદ્ભાવનું સ્મરણ કરવા શોકમાં નાંખી અમારા વચ્ચેથી ચાલી જઇ તે સચ્ચિદાનંદનાં તેજોમય પ્રતિબિંબમાં લીન થઇ ગયા. એ નિઃસ્વાર્થી સદ્દગુણી મિત્રનો છેલ્લો આગ્રહ આ ગાયનને પ્રસીદ્ધિ આપવાનો હોવાથી મેં તે કબુલ રાખી—તેનાં સ્મરણાર્થે છપાવી આજ પ્રસિદ્ધિમાં મૂક્યાંછે,—છતાં મારો હેતુ કવિલેખે પ્રસિદ્ધ થવાનો નથી. માત્ર મને રૂચેલા વિષય અને બેઠેલા રાગમાં રાગડા ઉતારી કાઢ્યાછે. તેટલા માટે સુજ્ઞ વાંચનારાઓએ મને દરગુજર કરતાં ધ્યાનમાં લેવું કે માત્ર મિત્રોનાં મન રાખવા માટે અને આપણા સર્વ આર્યં ભાઇઓને ઇશ્વરી ભજન કરવાનું ફાવી આવે એ ઉપદેશાર્થે આ લઘુ ગ્રંથ લોકોની સેવામાં હું મૂકુ છું

હેતુ જાણ્યા શિવાય દોષ દેવા નીકળનારને માટે આ લઘુ ગ્રંથમાં મેં પ્રસ્તાવનાં મૂકવાની આ કારણથી જરૂર વિચારી છે.

**શા૦ ગોપાળદાસ લાલદાસ મેહેતા.**

# શ્રી.

# ગોપાળ ગીતાવળી.

---

૧

(અએ દાવરે સમદ મદદ મદદ મદદ—એ રાહ)

નમીએ શ્રીગણુ પતી, મેર શુભ મતી,
સદા સ્મરીએ તુજને, ચલાવ એ નિતી.
સર્વ દેવ આગે તુજતણી પુજાબને;
અહરનીશ સાથ રહી તું કષ્ટ કાપને.—નમીએ.
કેશવ માણુ ગોપાળ તને નમે છે પ્રીતી પુર;
સમાવીને સંકટ સઘળા દાસ કરજે દૂર.—નમીએ.

૨

(શુરાવીર શુરા જન રાજ સીમાડે—એ રાહ)

રાખી દયા રાખી માયા તું દીન દયાળ,
પાર પાર પાડ કામ, તાર તાર હમને રામ;
કર કર હમારી આશ, કર કર એટલું કૃપાળ—રાખી.
નામ નામ તારું હમ, ઠામ ઠામ લઈએ હમ;
વારી વારી જાય કેશવલાલ, વારી વારી જાય ગોપાળ-રાખી.

૩

(ગજેન્દર રીમ ઝીમ ઝુમ ઝુમ—એ રાહ)

બંસીધર તીમ તીમ તુમ તુમ તનનનન
તુરે કરી કર ટીમ હમને દયાળ ભારી—બંસીધર.
વાજે ઝુમ વાજે ઝુમ ઝનનનનનન, હરી તારી બંસીઅતિજ ભારી, હરગમ નરદમ જાએ રેજાએ, જોજન તારાંડાં દીડદીડડાં, દીડદીડડાં દીડદીડડાં થનપટ થતાં દીડદીડડાં, સુણે સનપટ ભગત ભગવત કહે કેશવ કહે ગોપાળ માણુ વ્હારધા—બંસીધર.

૪

(ક્યા સો હાએ રંગે જો મોરા રંગ—એ રાહ)

આહા જુઓ ની, શોભે શું બજરંગ
નમીએ હમો સઉ, તને હો બજરંગ—આહા.

કેશવ હું માગું ભક્તિરે વ્હાલા
એટલી વિનંતી મારી ધરજે હો બજરંગ—આહા.
પ્રાણજીવન પાય લાગું હું બાલા
સાથ હમેશ મને કરજે હો બજરંગ—આહા.
ગોપાળ હું તો માગુંરે વ્હાલા
દિલમાં હમારા હમેશ ઠરજે હો બજરંગ—આહા.

૫

(એએ રંગી, રંગે તું રંગત નીતરંગ—એ રાગ.)

એ એ જોની, જોને તું, જનમ, લઇ તેં શું, લાભ
કીધા તેં, જન સઉને, દુનિયામાં શું આ પ્યારા—એ એ.
કરમ કરમ રે કરી કુડાં તેં, ધરમ ધરમ રે નહીં જાણ્યાં,
શરમ શરમ તો હવે તુ સજની, થા તૈયાર હવે તું પરમાર્થે
પ્યારા—એ એ.
ગરમ ગરમ જો નહીં તું બની, નરમ નરમ રહે નિત્ય પ્યારા,
પરમ પરમ તો પ્રભુ કૃપાળુ, કહું થશે આ રાજી ગોપાળ
પ્યારા.—એ એ.

૬

(શાહાજબ મએં નીકલા ઘરસે આપકે ડરસે દહલ દહલ—રાગ.)
પ્રેમેજ ગાઇએ પ્રભુ તુજને, તું તો છે મંગળકારી;
સકળ સંકટ દૂર કરે તુ, કીર્તિ તારી બહુ ભારી.
મચ્છ થઇ ગત વેદને આણ્યા, સંખાશુરને તેં મારી;
કચ્છ થઇ કીધું સાગર મંથન, ચૌદ રત્નને ઉદ્ધારી.
વારાહે પૃથ્વી પાતાળથી આણી, હીરણાક્ષને સંહારી;
નારસિંહ રૂપે દરશણ દીધાં, પ્રેહલાદ રાખ્યો ઉગારી.
વામને બળીને છળી કર્યો ઈંદ્ર, રાજી એનું કાજ સારી;
પરશુરામે હણ્યા ક્ષત્રી સઘળા, મદ માતેલા તે ભારી.
રામે અભીમાની રાવણ રોળ્યો, જેણે ઇચ્છીતી નારી;
અદભુત લીલા દાખી દયાળતેં, સત્યનો તું તો મોરારી.
સર્વ ભકતનું પુરણ કરેતું, હમ પાપીને લે ઉગારી;
આમ કેશવ માગું ગોપાળ તુજને, લે સંકટ સઉ નીવારી.

૭

(શહેનશાહ જાહ આલમદાર એ રાહ.)

ગોવીંદ ગાને, પ્રાણી દુઃખ જશે;
પાછળ તારીતો, નહીં કંઇ આવશે.
લઇલે માટે ઝટ, ગોપાળ નામ તું;
દાહાડી દહાડી તને, વિનવું શું.
સર્વ દુઃખ તારૂં, દયાળ હરશે;
પ્રેમે હરીને જે, પ્રાણી ભજશે.
શરીર છે તારૂં, નક્કી કાચ કુપ્પો;
વાગુસતાવાર નહીં, જીવણ જપો.
રામનું નામ, વહાણું રાત જો ઝાલ;
મનોરથ પુરે સઉ, નમી કહુ ગોપાળ.

૮

(રાગ હરીગીત છંદ.)

કૃષ્ણ કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, કેશવ કમળાં નાથ કૃપાળ;
કમળ નયન, કરૂણા સાગર, શ્રીકૃષ્ણ તું હો કૃપાળ.
ગોપીનાથ, ગોરધનનાથ, ગોપાળ તુંહો ગીરધારી;
ગોકુળચંદ્ર, હે ગદાધર, હે ગોવર–ધનધારી.
જગત કિર્તાર, જગતદાતાર, જગન્નનાથ હો જગજીવન;
જશોદા નંદન, જશોદા નંદન, જગદીશ્વર હો જગજીવન.
દીન બંધુ, દયાસીંધુ, દામોદર હો દીન દયાળ;
દીનપતી, દીનપતી, દેવકી નંદન દીન દયાળ.
નારાયણ, નારાયણ, નારસિંહ હો નંદલાલ;
નંદ નંદન, નદનરોતમ, નંદ નંદન નંદલાલ;
પરમ પરમ, હો પ્રભુ પરમ, પરી બ્રહ્મ હો પરમેશ્વર;
પરમ પરમ, પ્રાણજીવન, પરમાત્મા હો પરમેશ્વર.
માધવ માધવ, માધવરાય, મોર્લી ધર હો મધુસુદન;
માધવ માધવ, મદનમોહન, માધવ માધવ મધુસુદન.
રામ રામ, રાયરણછોડ, રાધાપતિ હો રામ રામ;
રામ રામ, રૂક્ષમણી નાથ, રામ રામ હો રામ રામ.
ગોપાળદાસ, પ્રાણજીવન, કેશવરામ નમીએ હમો;
પુરો આશ, કરો બરદાસ, સઉની શ્યામ સદા તમો.

૯

( આહા આહા બકાવલી જાન આઇરે. એ રાહ. )

ભજ ભજ, ભજી લે ભગવાન જલદી તું—ભજભજ.
નરકટ તજ, સત્ય સજ, પ્રભુ ભજ તું ભાઇ;
ધર્મકર, પુણ્યકર, છોડીદે બુરાઇ. ભજ ભજ.
આવશે આખર, માન ખરેખર, માટે ડર તું આંહી;
પાપ હર, ભક્તિધર, જોડીલે ભલાઇ. ભજભજ.
કોણ છે તું, ક્યાંથી આવ્યો, એ લે ભાઇ તું જાણી;
ઇશ મીત, રાખ નિત્ય, દયા ઉપર ગોપાળ આણી. ભજ ભજ

૧૦

( દુર દુર ઓ નાગી નાકારી આજારી બાજારી. એ રાહ. )

કુડ કુડ તું હુપારે કરમારે ધરમારે ભરમારે કુડ કુડ---કુડ.
પલમાં થઇશ ધુડ, માન તુ અલ્યા, જગમાં થઇશ હુડ,
જાણ તું અલ્યા,
સરસ સરસ, તું ધરજે, ગણને, જાણજે, ક્ષાણજે, કહું ગોપાળ,
જા અહીં, ધાય નહીં;
ભક્તિમાં હરી માટ તેથી બાપબુડ બુડબુડ.—કુડ.

૧૧

( કહું શું નસીબે દુઃખાંચો કીધો છે. એ રાહ. )

સગાં સહોદર શાનાંરે ભાઇ, ખોટી માયાને વળગ્યાં છે આંહી.
સગાં.
માયારે જુઠી કાયા જુઠી, જુઠું છે સર્વ કંઇ આંહીં. સગાં.
પ્રભુનું નામ સઉથી પ્યારૂં છે, નથી અવર કંઇ બીજું આંહીં.
સગાં.
માટે ઇશ્વરનું સ્મરણજ કરજો, કહે છે તમોને ગોપાળદાસ
આંહીં. સગાં.

૧૨

( અએ કાશ ગમ મેશ કબ્હી જાએગા યા નહી. એ રાહ. )

ઉઠોની ભાઇ ઉઠો જલદી, ગુણ પ્રભુનાં ગાઓ;
તન મન ધન સર્વે દઇ, શરણ પ્રભુને જાઓ. ઉઠોની.
દયા કરી દીન ઉપરે, જન્મ સફળ કરો;
ધરો ભક્તિ પામો મુક્તિ, ચીત એનેજ દીઓ. ઉઠોની.

કામ ક્રોધ મદ મત્સર, લોભરે મોહ છાંડો;
દાસ ગોપાળ કહે ભજન કરી, પાપ મુક્ત થાઓ. ઉઠોની.

## ૧૩

(રાગ બનજારા.)

ભજો ઇશ તમો હો પ્યારા, ભજો ઇશ તમો હો પ્યારા.
અરે આ જુવાની તો ચાલી,
પણ ભજ્યો નહીં વનમાળીરે. ભજો.
હજુ વિચાર છે બહુ મ્હોટો,
પણ આ કાયા પાણીનો પર પોટોરે. ભજો.
એ વાત જાણજો સાચી,
જરૂર કાયા તો છે કાચી રે. ભજો.
તેથી નામ હરીનું નવીસરો.
કરી કૃપા તમો માનો કરોરે. ભજો.
દાસ ગોપાળ કહે છે સાચું,
જમ આવી ઝાલશે ડાચું રે. ભજો.

## ૧૪

(સાંભળો કીર્તિ મારી કહું છું હું મોઢેથી આજ એ રાહ.)

સાંભળો શાણા સજ્જન મારા, ભજો શ્રીગોવીંદનાથ;
માયા મમતા મેલી સર્વ, ઘસતા જશું હાથ.
પગ નીચેની રજના જેવી, તેવું જાણો ધન;
ઉડી જતાં વાર ન લાગે. માનો સાચું મન.
અજાણ થઇ આળસમાં રહેશો, ખાશો મ્હોટી ખોટ;
જરામાં આવી વિંટાઇ વળશે, કાળ પકડી ચોટ.
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે પછી વ્યર્થ;
આગ લાગેને કુપ ખોદાવે, નવ સરે કંઇ અર્થ.
જ્યાં લગી દેહ રહીછે સારી, મરણ તણી છે વાર;
ત્યાં સુધી દ્દઢ ધારો ધર્મને, જેથી કર ઝાલે કિરતાર.
પ્રાણ ગયા પાછળ શું થાશે, કોઇ નહીં આવશે સાથ;
કરી કરૂણા ગોપાળ ઉપરે, ભજો શ્રી ગોવીંદનાથ.

૧૫

(કરમ કર મેરે હાલપર અએ કરીમ. એ રાહ.)

દુઃખ હર્તા, સુખ કર્તા, ઓ પ્યારા પ્રભુ;
અશરણુ, શરણુઓ, તુજને નમુ. દુઃખ.
બહુ તુજ શક્તિ, બહુ નામી દયાળ;
સચ્ચિદાનંદ, સદા રેહે કૃપાળ. દુઃખ.
રામ રામ રામ, ભુલું નહીંજ નામ;
ઠામ ઠામ ઠામ, છે તુજ મુકામ. દુખ.
કર કર સુખ, ઓ કેશવ ગોપાળ;
ઘર ઘર દુઃખ, પ્રાણજીવન ટાળ. દુઃખ.
ધર ધર વિનંતી, કહું જે ગોપાળ;
હર હર સંકટ, સઉનું દયાળ. દુઃખ.

૧૬

(ખુસરવા તેરે મઓતાજ સીકંદરદારા એ રાહ.)

ચટપટ ચેતો હેત, હરી સાથ કરની;
ખટપટ ખસેડી સર્વ, નામ એનું ધરની.
પટપટ પ્રસરી રહ્યો, શું થઇ ગુલતાન;
ખટપટ ખરેખરી, છે અંતે માન.
ઝટપટ ઝડપાઇ જઇશ, ઘડીકમાં ભાઇ;
લટપટ લપટાઇ ન રહીશ, છે ખોટી સગાઇ.
સટસટ શોધી કાઢની, સતસંગત;
રટરટ રટણજ રાખ, છોડી મમત.
ટકટક તુજને કહું, ભજનનીજ મારી;
કટકટ કહે ગોપાળ, તે જાણજે સારી.

૧૭

( અએ નીપટ નીઠર નહુ બારે બારે એ રાહ )

અએ શંકર સંકટ ઝટ દૂરકર ડગલે ડગલે મેરોરે. અએ.
અરજ ધરજ મારી જટાધારી,
કરની સુખકારી, કહું ગોપાળ વારી, સદા સુખ મેરોરે. અએ.

૧૮

(જોતું ખ્વારી ચાહે સારી બનકર જવારી દરદર ખેલ. એ રાહ.)

હે ગીરધારી, હે મોરારી, વિનંતી હમારી, ધરધર રામ;
પ્રભુ તારી, છે બહુ ભારી, છે તુજ દરદર ઘરઘર ઠામ.

હમો તો પાપી, ભુલ્યા પ્રતાપી, દે ભક્તિ સ્થાપી, ઘરઘરરામ;
કર સઉને સુખ, સઉનું તું દુઃખ, દરધર દરધર હરહર રામઃ
નદી દરિયો આકાશ, છે સર્વે તુજ પ્રકાશ,
સૂર્ય ચંદ્ર તારા, સારી સૃષ્ટી સૃજનારા.
એવા કેશવ કિર્તાર. પ્રાણજીવન પાડ પાર.
જાય વારી પ્રાણ ગોપાળ, મોક્ષ હમારો કરકરરામ. હે.

૧૯

(કુંવરી કુંવર મારા લાડકાં એ રાહ.)

ભજ ભજ તું શ્રીહરી, સ્વાર્થી છેરે સંસાર;
અંતે જઇશ તું એકલો, મેલી સર્વ પરિવાર. ભજ.
પ્રભુને ભુલી જો ભમી, કરશો કુડાં પાખંડ;
દુઃખ તો પામીશ દોહલા, લઇશ જમના તું દંડ. ભજ.
વસમી વાટે તે ચડે, જેણે કર્યાં પાપ અઘોર;
દારૂણ દુઃખમાં તે પડે, હોય જે ઇશનો ચોર. ભજ.
માટે પ્રભુ તું ભજજે, રાખી સત્ય વિચાર;
દાસ ગોપાળ કહે થશે, નક્કી પ્રાણનો આધાર. ભજ.

૨૦

પ્યારી ખતા મઆફકરો પુર કુસુર હું એ એરાહ.)

ઓ ઇશ તેં હમ ઉપરે, કૃપા બહુ કરી;
પણ અમો અભાગીયા, તને ગયાજ વીસરી. ઓ.
માટે તું માફ કર રામ, આટલીજ વાર;
હવેથી હૈયામાં, જ તને રાખશું હરી. ઓ.
નારાયણ નામ તુજ, જે કોઇ સ્મરે;
જશે જરૂર જગમાં, જ તેતો નક્કીરે તરી. ઓ.
છે દયાળુ ને માયાળુ, તું તો જગતપાળ;
કેશવ પ્રાણ ગોપાળ, તને હરખે હે તે ભરી. ઓ.

૨૧

(મેરે કાજી સાહેબ મેરે કાજી સાહેબ એ રાહ.)

મુરખ માનવી તું મુરખ માનવી તું
ભક્ત થઇને તું શું રે માણે. મુરખ.

મસ્ત થયા પણ અસ્ત થવાના, માથે મરણ ભમે છે;
જેમ જાળમાં મીન મળીને, રંગ વિલાસ રમે છે. મુરખ.
ફરી ફરી ફોકટ જન્મ ગુમાવ્યો, કરી કરી કુકર્મ કોટી;
ભરી ભરી ભીતર માંહી અવિદ્યા, ખેલ્યો બાજી ખોટી. મુરખ.
મરી મરી ગયા પછી માર ખાશો, જરી જરી જોતું જાગી;
ડરી ડરી દેવ થકી ચાલને, તુચ્છ ટેવને ત્યાગી. મુરખ.
હરી હરી હે તે કરીને ભજતું, તરી તરી નક્કી જઇશ પ્રાણી;
કરી કરી કરૂણા ગોપાળ ઉપરે, ન કથીશ બીજી વાણી. મુરખ.

## ૨૨

( હુએ તકદીર જાગી તુમારી હુમારી એ રાહ. )

ભક્તિ પ્રભુ તારી, દે મેહેર આણી,
સફળ થાય જેથી, હુમારીજ વાણી. ભક્તિ.
અપરમપાર, તું છે કિર્તાર,
કીર્તિ તો તારી, ન જાય વખાણી. ભક્તિ.
કાયાને માયા, સ્થીર જાણી ઠગાયા,
પણ તે તો જેમ, ઝાકળનું પાણી. ભક્તિ.
સપનાની બાજી, આ કરી રહ્યું લાજી,
તેમાંની લેની, હુગનેજ તાણી. ભક્તિ.
જે જે કોઇ કરે, તે તે નક્કી ભરે,
એવા નિયમ તારો, છે સરખા રંકરાણી. ભક્તિ.
પ્રાણ ગોપાળ, કેશવ હો દયાળ,
ભજે છે ભાવેથી, બુદ્ધી રાખી શાણી. ભક્તિ.

## ૨૩

(એક નાસ્તીક નરનો પોતાના મરણ વખતે પોકાર.)

(જનની જીવોરે ગોપીચંદની એ રાહ.)

અરર મરણ તો આવી ચડયું અરરર થાય છે શુળજી;
અરર પ્રભુ જવાબ શું દઇશ, હાય મેં તો વાળી જીંદગી ધુળજી.
રામ રામ માફ કર તું.
નથી કશું કર્યું જન્મીને, નથી ઓળખ્યો તને નાથજી;
નથીરે દાન પુણ્ય કશાં કર્યાં, હાય હવે પડેછ ઘસવા હાથજી.
રામ રામ માફ કર તું.

જુઠામાં ખોઇ મેં જીંદગી, જુઠો ગણ્યો ન સંસારજી;
જુઠાં જુઠાં કૃત્ય બહુ કર્યાં, હાય પસ્તાવો થાયછે અપારજી.
રામ રામ મારૂં કર તું.

નહીં દયા દાન દિનતા, નહીં કશું આણ્યું ઉરજી;
નહીં રે નારાયણ તને જાણ્યો, હાય કીધાં કામ બહુ ક્રૂરજી.
રામ રામ મારૂં કર તું.

લીધું ધન બહુ ભેગું કરી, લીધા ગાડી ઘોડા માળજી;
લીધું નહીં પણ નામ તુજ, હાય હવે તો આવશે મુજ કાળજી.
રામ રામ મારૂં કર તું.

ગાયાં ખોટાં ખોટાં ગાયનો, ગાયાં નહીં પદ તુજ રાગજી;
ગાય એક પણ પાળી નહીં, હાય હવે ખોટા છે મુજ દાગજી.
રામ રામ મારૂં કર તું.

ધિક ધિક માન્યાં ધર્મને, ધિક ધિક માન્યાં મંદીરજી;
ધિક ધિક છે મુજને હવે, હાય હું તો થાઈશ મસદલગીરજી.
રામ રામ મારૂં કર તું.

ધરી ન પાપ સઉ કાનપર, ધરો દયા ઉર ગોપાળજી;
ધર્યાથી ન નામ તુજરામ, હાય આવા થયા મુજ હાલજી.
રામ રામ મારૂં કરતું.

ધરો કેશવ દયા મુજપર, ધરો વિનંતી ગોપાળજી.
ધરીશ પ્રાણજીવન નામ હું, હાય હવે સુધરો મુજ હાલજી.
રામ રામ મારૂં કરતું.

## ૨૪

( કોઇ રબકી મરજી કયાજાને એ રાહ. )

ઝટપટ મુકી હરી ગુણ ગાને, ફટફટ તને ન કેમ માને,
કટકટ મારી કહું તને તે, ધરી કાને, હરી ગુણ ગાને. ઝટપટ.
જો જરૂર છે મોત દુનિયાને, નમુકે મોતવળી રાજાને,
મગરૂરી માટ ધરે શાને, ઉદમંત થઇ પાપ કરે શાને, રંગ
નવરંગ થઇ ફરે શાને, કહે ગોપાળ તે ન હરે શાને. ઝટપટ.

## ૨૫

( તુન કૃમલા જીઅરવા ઓ પીતા મોરા એ રાહ. )

જુઠે જન્મ ગમાવ્યો ઓ પાપી જીવડા, જુઠે.

માટે હુગીને, હવે ભજીલે; જુઠે જન્મ ગમાવ્યો.
કુડાં કર્મની, કરણી કરીને, કુમતી કમાયો.
દુષ્ટ વિષયમાં, મન ફરી મેલું, મોહ માયાથી વાહયો.
આનંદ કંદનું, રૂપ રદયમાં, ધ્યાન ધરી ન ધાયો.
મનુષ્ય દેહ આ, મોંઘો સર્વથી, પુર્ણ પુણ્યે જે પાયો;
એવો આ ભવતું, ખોઇ ખોટામાં, કાળને હાથે ખપાયો.
નિતીને જ્ઞાનની, નિર્મળ નદીમાં, સંત સંગે જે નાહયો;
કહે ગોપાળ તે તો, પ્રાશ્ચિત ધોઇ, પ્રભુપદને તે ધાયો.

## ૨૬

(સુનો સદા યેહ બારી બારી એ રાહ)

જાણી લેની, જગદીશને જાણી, ગોપાળ ઉપર, કરૂણા આણી;
મુવા પછી, થશે તુજ હાણી, પ્રભુ પ્રીત જો, રહેશે અજાણી.
માટે લેની, પ્રભુ પીછાણી, ગોપાળ ઉપર, કરૂણા આણી.
ફોગટ શું ફરે ફરતો—નિત્ય નીંદા ચાડી કરતો.
દેવ થકી નથી તું ડરતો;
કરી કરી કુડાં તેં કર્મ, ડરી ડરી નરહી નર્મ, મ્હોટમતા માણ.
માટે લેની જગદીશ હવે જાણી—જાણી લેની.
મળ્યો મનુષ્ય દેહ તને મ્હોટો—કરી કપટ તે કર્યો ખોટો
લાભ ખોયોને લીધો ટોટો;
જરી જરી તું ચટપટ ચેત, હરી હરી સંગકર હેત, ન વદ બીજી વાણી.
ગોપાળ ઉપર કરૂણા આણી—જાણી લેની.

## ૨૭

(મયે હું હજાર જાનસે એ રાહ.)

નમું નમું તને દીન દયાળ, જોડી કર લાગી પાય;
રાખી રામ સદા સભાળ, અહરનીશ થાની સાહય. નમું.
માયામાં થયોછું લીન, જુઠામાં કાહું છું દીન
ધરૂંછ અહંકાર, વારંવાર, સુધાર તું મોરારી રાય. નમું.
ફરૂં છું બહુ હું ફાંકડો, વાળી મુછે મારી આંકડો
કરૂંછ અવિવેક, અતી અનેક, ટાળ તું કહું લાગી પાય. નમું.
કરૂં છું હું કુડાં કપટ, વળી ચાહુંછુ સઉનું ચપટ
નથી ડરતો આપ, કરતાં પાપ, સુધારની હવે તું હાય. નમું.

છઊં હું એમ અવગુણી બહુ, સુધાર શ્યામ વિનવી કહું.
ભજું ગોપાળ, કેશવ દયાળ, કરની તું જાદવ રાય નમું.

૨૮

(મેરે ગમકા તરાનાં સુનીએ ફીસાનાં એ રાહ.)

આ વિશ્વ રચનારા, તું પ્રભુ હો પ્યારા, નથી નથી તુજ પાર.
આ ખુબી કરનારા, સૃષ્ટી સૃજનારા—તું પ્રભુ હો પ્યારા.
તુ ઇશ્વર તું દેવ તુંજ, જેણે સૃજાવ્યો સંસાર;
જે જે રચનામાં નહી મણા, તે રચનાં તુંજ રચનાર;
ચંદ્ર સૂર્યજ તારા, તેપણ કરેલ તારાં—તું પ્રભુ હો પ્યારા.
સૌને તુજ આધાર છેરે, પણ તું તો નિરાધાર;
ધાતુ ઝાડ જનાવરોને, એમ સૌને તુજ આધાર;
આપે હાથીને હારા, કીડીને કણસારા—તું પ્રભુ હો પ્યારા.
ઘાટ ઘડયા અદભુત સૌ, પણ તું તો એક કરનાર;
જબરી તુજ ખુબી જગદીશ, પામી શકાય નહીં પાર;
વાહવાહ નિયમ તુજસારા, બહુ કર્યા સુધારાં—તું પ્રભુ એ પ્યારા.
ગુમ તને તોરે જાણતા, પણ તું તો નહી અજાણ;
છાના છતરાયાં કામ દેખે, છે જબરો જગનો ભાણ;
વળી હરકત હરનારા, દુઃખ દૂર કરનારા—તું પ્રભુ એ પ્યારા.
પળમાં હસાવ પળમાં રડાવ, છે જબરો તું કિરતાર;
પળમાં તાર પળમાં માર, પળમાંજ તું ઉગાર;
રાખજે પ્રભુ હમારા, સદા હાલ સારા—તું પ્રભુ હો પ્યારા.
પ્રાણ ગોપાળ કેશવ કહેછે, ન પાર તુજ પમાય;
કો ધનો કો નિર્ધની, કો બોલે હાસ કો હાય;
એવા પ્રભુ હમારા, ગાઇએ ગુણ તારા—તું પ્રભુ પ્યારા.

૨૯

(એક નાસ્તીક નરનો પોતાનાં મરણ વખતે ભય)

(આ નાહંમવાર તેરે નામપર પએન્તાર એ રાહ.)

જય જય જય તું, હેય જગજીવન,
ભય ભય ભયથી, ધ્રુજેછે મારૂં તન.
હાય હાય મેહેરબાન, જાય જાય મુજપ્રાણ,
કરની માફ મુજને બાપ, ભુલ્યો પ્રાણજીવન. જય જય જય.

કેશવ કર સાહ્ય, ગોપાળ લાગુ પાય,
નકી ભજીશ હવે ઇશ, રાખી તુજપર મન. જય જય જય.

## ૩૦

( આ જગમાં સુખ ભોગવવાની એ રાહ )

એ ભજતું ભજતુ ભગવાનને, કદી પાપ નહીં કાંઇ
કરીને ધરીને ભરીને. હરીને ભજતું ભજતુ નક્કી આંહીં. —
ધર્યો વિવેક ટેકમાં બહુ, હમેશ પ્યારા મુજ તું સાહી
કર્મ મર્મ શર્મ, નામ રેહતું ગુણ ગોપાળ ગાઇ.
આ દુનિયામાં સજ્જન ભાઇ, કુડાં કૃત્ય તુજ જે કાંઇ
છોડીને તોડીને ફોડીને, જોડીને પ્રેમ પ્રભુજ સાથ તું ભાઇ.
ભજજે બહુ તું ભગવાનને, હું તો કહું ગોપાળ રે આંહીં
તજીને દમીને ગમીને. ભજીને ફોગટ ફંદમાં નહીં જરા ભાઇ.

## ૩૧

( બેની મારો કાનુડો કાળજાની કોર છે. એ રાહ. )

ભાઇ ચાલો, ભજન ભાવેથી કરીએ;
ભવસાગર, જેથીજ તરીએ. ભાઇ ચાલો.
કામ ક્રોધ મત્સર મદ મુકી દઇ
હરીજ નામ ઉચ્ચરીએ. ભાઇ ચાલો.
ફોગટ ફંદમાં ફસાઇ ન જરા
હરીજ ભજનમાં ફરીએ. ભાઇ ચાલો.
મમતા માન મેલીજ સર્વ
હરીજ નામ મુખે ધરીએ. ભાઇ ચાલો.
સકળ સ્થળે હરતાં ફરતાં
હરીજ ગોપાળ ન વીસરીએ. ભાઇ ચાલો.

## ૩૨

( ચંદર મુખ સુંદર તન સુન તું ઓ પરી. એ રાહ. )

સુંદર મુખ, સુંદર તન, શું તુજ, ઓ હરી,
લેરે દીન દયાળરે, પાપ હમ, તું દર ઓ હરી, સુંદર.
નિશદીન તુજ તુજ લીન લીનથી ન્હમે જરી,
દરશણ ડાકોર કરીએ હરખ ભરી.
કહે કેશવ ગોપાળ નમાણુ કરગરી,

કાપ, પાપ; સ્થાપ, "ભકિત ભારી ઠાકોર તારી
કરીએ દહાડી," તુંજ એજ હરી. સુંદર.

## ૩૩

(સુન અએ દવની શર્ત ઇમદાદકો. એ રાહ.)

હરીધર હવેધર, હમ હાથ તું;
મોર્લીધર ધાર્ણીધર, અરે નાથતું. હરીધર.
ધર્મ ધર્મ હમ, ભુલ્યાંજ સઉ;
કર્મ કર્મ ચુકી, કુલ્યાજ બહુ. હરીધર.
શર્મ શર્મ તજી, જરૂર ગયા;
ગર્મ ગર્મ વળી, મગરૂર થયા. હરીધર.
હરી કર નકી કર, કૃપા કર એજ;
કેશવપર ગોપાળપર, પ્રાણ્પર એજ. હરીધર.

## ૩૪

(ન બોલો તારા તારા વો તારા હુએ ન્યારા એ રાહ)

શું કામો તારાં તારાં છે સારાં હે પ્યારા શું કામો તારાં તારાં,
હું મુખેથી મારા, શું કહું તને પ્યારા, રે હો કામણગારા—
શું કામો.
કીધાં તેં વાહ સારા, ચંદ્ર સૂર્યજ તારા, ભુમી સમુદ્ર
ખારા, નદીને ઓવારા, જબરો તું પ્યારા—શું કામો.
એવાંતો હજુ અનેક છે, શું ગણું હું દયાળ,
માગું ગોપાળ હું ભક્તિ ફકત, વળી કહું બીજું તે આલ,
કેશવપર રાખજે રેહેમ તું નાથ રે,
પ્રાણુપર રાખજે પ્રેમ તું નાથ રે—તારાં શું કામો.

## ૩૫

(દરપન બન ચહેરા ચમક રહા. એ રાહ)

તન મન ધનથી તને, સ્મરીએ હો રામ,
સ્મરીએ હો રામ તને સ્મરીએ હો રામ—તન મન.
ખલક પલકનો, છે તું જાણીતો,
મનમોહન છે તું, સર્વ સ્થળ ઠામ—તન મન.
રંગ ઉમંગથી, રહીએ હમેશ હમો,
વંદન કરે પ્રાણ, ગોપાળ કેશવ રામ—તન મન.

## ૩૬

(યેહ બદીમે પાયા ગમ અરે આદમ એ રાહ.)

અરે પ્રભુ તું દયા કર, હવે મુજ પર,
વારંવાર રહીશ હુશીયાર રહીશ હું નીતિમાં ખરેખર—અરે.
મને ભક્તિ આપ ભગવાન, છઉં નાદાન,
ધરી ધ્યાન કહું ભગવાન મારૂં મુકાવની અભીમાન,
વારે વારે જપું ગોપાળ, કર ખુશાળ,
માગું એટલુંજ દયાળ હમેશા આહલવને મુજ ઝાળ.
તને નમ્યાથી દુઃખ જાએ,
તને સ્મર્યાથી સુખ થાએ,
તને ભજ્યાથી ચુક જાએ,
જાઉં વારી ગોપાળ તુજપર, ઓ મોરલીધર—અરે૦

## ૩૭

(પ્રાણીના જમનાં માર ખાતી વખતે પોકાર.)
(સબ્ર કર સબ્ર ન તું મ્યાંનસે સમશીર નીકાલ—એ રાહ)

પ્રાણી—નમ્ર થા નમ્ર થાની નમ્ર થઇ, ન મુજને માર;
વ્હોયવ્હોય નથી ખમાતું, કહેની કેમ મુજને માર.
જમ—સમજ કહું છું હરી કિતનમાં હતું, આળસ તારે;
પણ ડાચાકુટ નિંદામાં તો, તું જરા ન હારે.
પ્રાણી—હાહા હાહા હાહા હાહા, તેં તો કહયું ઠીક;
કહેની હોય જો કાંઇ બીજું, મને લાગેછ બીક.
જમ—પ્રભુ પૂજન જો કોઇ કરવા કહેતું, તો બહુ બહુ કંપતો;
પણ ગંજીપો સોકટાં કુટતાં, આઠે પ્હોરે ન જંપતો.
પ્રાણી—હાહા હાહા હાહા હાહા, વાત સાચી કહી;
કહી નાખની તું બીજું, હવે હુશેજ નહીં.
જમ—ચંદન પ્રભુનું નવ ઘસાતું, જાય જાણે શરીર બગડી;
પણ તુજ છભલડીને માટ, ભાંગ બહુ બહુ રગડી.
પ્રાણી—ખરી વાત હરી રામ, હવેથીજ ભજીશ;
કહી નાખની તું બીજું, પાપ સર્વ તજીસ.
જમ—એકાદશી ઉત્સવનું જાગરણ, તને અઘરૂં લાગે;
પણ ભવાઇ કે નૃત્ય જો હોય, તો રાત આખી જાગે.

પ્રાણી—ભુલ્યો ભુલ્યો ભુલ્યો ભુલ્યો હું, વાત તુજ ખરી;
કહી દેની હવે બીજું, નક્કી ભજીશ હરી.
જમ—પૈસા બેની કોઇ સેવા કહે. તો ગણગણતું બોલે;
પણ ઘરની સ્ત્રી જો માગે ઘરેણું, તો મગન થઇ ડોલે.
પ્રાણી—ભલું ભલું ભલું ભલું તેં તો નાંખ્યું બધું;
ખબર નહીં રે જરા પડી, જે કરૂં છ ખોટું સંધું.
જમ—ખોટાં મોતી કાચ કીડીઆ, ભગવત ભુષણ ઘાલે;
પણ સોનું રૂપુ મોતી માણેક, સ્ત્રી સુતને આલે.
પ્રાણી—ઠરી ઠરી સર્વ વાત, હૈયામાંરે મુજ;
નક્કી નક્કી નહી નામ, નારાયણ ભુલું જ.
જમ—હરીનાં ભકતને દેતો લુખુંસુકું, વેઠ હોય જાણે;
પણ સગાં સંબંધીને તો દેતો, મીષ્ટાંન પરાણે.
પ્રાણી—જરી જરી તારી વાત હવે નહીં ભુલુ રે;
પ્રાણ બચાવની નહીં, કેશવ ગોપાળ હું ભુલું રે.

## ૩૮

(કરબયાં તું હમસે જાયગા કહાં. એ રાહ.)

કરની રામ, હમતું કામ, નમી કહીએ; કરની.
આપ સુમતી, કાપ કુમતી, સુખથી રહીએ;
દે જે, ભકિતજ, તુજ, કીર્તિવંત થઇએ. કરની.
નામ તુજ, રામ કુબુજ, ન હમરે મુકીએ;
કેશવ, ગોપાળ, પ્રાણ, વારી તુંથી જઇએ. કરની.

## ૩૯

(મુઝે નાદાન તુ અબે જાન ન જાન. એ રાહ)

રે હો નાદાન, તું કંઇ માન, કર દાન, વળી, ભજી કહાન,
ભજી કહાન, ભજી કહાન—રેહો.
દે તજી અભીમાન, માન હજી મારૂં માન, લેકાન તું
અરે શાણા, પળમાં છે શરીર પ્હાણા, નાણા નાણા નહીં
કર નાણા, ગોપાળ કહે રહયા ન રાણા, રે જાણજે કહાન,
તું માન મેહેરબાન, કરદાન કરદાન—રેહો.

## ૪૦

(દીલ બશરકો દેકે અબ બહે લાઇએ. એ રાહ.)

અટક અટક આ ભજવા હરી ન ઠાઇએ,
બાઇ એ ભુલતો નહીં તું બાઇ એ—અટક.

પટક પટક પળો નગુ–માવી દઇ,
ગાઇએ ગોવીંદ ગુણ ગાઇએ—અટક.
સટક સટક સઉ ધન ન ઉડાડીને,
ધાઇએ ધર્મ કરવા તેનું ધાઇએ—અટક.
લટક લટક લપટાઇ નવ રહી,
જાઇએ જા–ત્રાએ ભાઇ જાઇએ—અટક.
ચટક ચટક ચેતશે તો સ્વર્ગે જઇશ,
આંહીંએ આણંદ પામીશ આંહીએ—અટક.
ગટક ગટક ગમાવજે તુજ દીલમાં,
કાંઇએ કહયું ગોપાળે જે કાંઇએ—અટક.

## ૪૧

(ખદકારી જારી કરને જો આએ. એ રાહ.)

છબીતારી સારી, ડાકોર શી દખાએ–રે દખાએ–છબી તારી.
શંગાર શું શોભે, ઓપે, દીપે,
નજર તુંપર ન મુકાએ, જરાએ—છબીતારી.
દ સેવાજો ત્હારી, દહાડી, દહાડી,
કેશવ ગોપાળ ખુશ થાએ, વારી જાએ—છબી તારી.

## ૪૨

(દીલદારી કીનીરે, તુને ઓ હમદમ એ રાહ.)

ગીરધારી હરીને, હવે તો ભજીલે, જન્મ ધરીહિંયાં, ન પાપ ભરીહિંયાં, સુકામ કરીહિંયાં, જરાહિંયાં, નઠરીહિંયાં,
બેઠો ભજવા, ત્રિપુરારી હરીરે—
સમજ સમજ શાણા સાર હવે તું,
કહું ગોપાળ ખાધી હાર જોતું,
માટેધર, મનપર, મોર્લીધર, મોરારી હરીરે.—ગીરધારી.

## ૪૩

(તુમ આએ જો પ્યારો જવાન. એ રાહ.)

જય,જય, તું જગત કિર્તાર, ભુમી–જળ–પ્રાણી આદીજ સરજનાર.
આવે ફરીજ, રૂતુ કેવીજ, શિતળ ઉષ્ણ અનેક પ્રકાર;
વળી આકાશે, વીજળી પ્રકાશે, કેવી પાડે તું સાંજ સવાર;

ઘડીમાં ઘર્તી, ઘડીમાં ભર્તી, કેવી કરે સમુદ્રે મોરાર,
કેશવ ગોપાળ, માણુહોદયાળ, કહે છે લીલા તારી અપરંમપાર.

૪૪

(અરે મુંવે છોડ મોરી બાંઇ રે મુરકીયાં. એરાહ)

હવે તારે શર્ણુહમ, ઉગાર તું મોરારી રે—
ચુકયાં કર્મ હમ, મુકયાં ધર્મ હમ,
નહીં કરી સ્મર્ણું તુજ, હારલી—ધીખારીરે—હવે તારે
હાયરે એમ અમાપ, કર્યાં હમેંજ પાપ,
જાણ્યું નહીં મર્મ કંઇ, તારત્રિ—પુરારીરે—હવેતારે
કેશવ ગોપાળ, પ્રાણ, એ દયાળ,
દાસ તુજ ચર્ણુનાં, હવે ધારગી—રધારીરે—હવે તારે

૪૫

(હોળી માતવિષે.)

(એક ચતર નાર કર કર શૃંગાર એરાહ.)

આહા હોળી તું માત, જગ બહુ પ્રખ્યાત,
કરે તારી જે માત, પૂજા વિધીજ સાથ,
નક્કી તું આ સાક્ષાત, કર સુખીજ એનેરે. આહા.
ઢુમ ઢુમ ઢોલ સુણાય, ઘુમ ઘુમ તું તો રમાય,
છુમ છુમ રાસ નચાય, ઠુમ ઠુમ મંદીરે થાય,
ઝુમ ઝુમ વારીજ જાય, માત ગોપાળ તુંથીરે. આહા.

૪૬

(હાર મીલી હાએ હમે હાર મીલી હાએ—એ રાહ.)

વ્હાર હરી, વ્હાર મારી, વ્હાર આવ, વ્હાર;
હાર ખાધી, હાર મેંતો, વ્હાર આવ વ્હાર.
સાર કંઇ, સાર નહીં, સાર લઇ, સાર;
પ્યાર નમેં, પ્યાર તુજ, પ્યાર ગ્રહયો પ્યાર.
તાર પ્રભુ, તાર નમું, તાર માટે, તાર;
ધાર ગોપાળ, ધાર તારો, ધાર દાસ ધાર.

૪૭

(એ તોરી મદદ પર હો કીરદી ગાર—એ રાહ.)

કર મદદ અરે, હે તું મોરાર,

કર્મનાં કષ્ટો, મુજ સર્વેજ હરવા,
વગર વગર વિટંબના તરવા—કર મદદં
વળી જન સહુનું, ઉદર ભરવા,
કેશવ પ્રાણને, પાર ઉતરવા,
તુજ ગોપાળને, ભકિત કરવા,
કરી કૃપા તું, જરૂર કિર્ત્તાર—કર મદદં

૪૮

(પ્યારસે બદલી કયું નજર તોરી—એ રાહ.)

આહારે હરજી. શું રે, લીલાજ તારી—આહારે.
પળમાં સમુદ્રે રચનાં કેવી, સ્થળ જળ જળ સ્થળ થાએ,
પળમાં છાંયડો તાપ દેખાએ, નહીં કંઇ હમથી કહેવાએ
લીલાજ તારી—આહારે હરજી.
તણુંનો મેરૂ કરે તું હરી, પળ પળ સુખ દુઃખ થાએ,
કેશવ ગોપાળ પ્રાણ વારી જાય, જરી જરી હરી ન ગવાએ
લીલાજ તારી—આહારે હરજી.

૪૯

(જીન સુખ પલીઆં, ગુડીઆં ખેલીઆં—એ રાહ.)

આ જે મળીયાં, આ જે મળીયાં, વૈભવ તને આ જે મળીયાં:-
નામ નામ સંકટનું છે નહી, ઠામ ઠામ છે ઝળઝળીઆં,
દામ દામથી ભરાઇ રહયો છે, ધામ ધામ તેં જે રળીઆં.
—આ જે.
પણ કહે ગોપાળ માનની એ તો, હરીએજ સવ મોકલીઆં,
તેમાટ ગુમાન છોડી દઇ સર્વ, કરની પ્રેમ સાથ શામળીઆ
—આ જે.

૫૦

(તેરી માનીન્દ આલમમે—એ રાહ.)

અરે દયાળ, માગ્યુંજ આલ, હરી અવર, ન કહીએ કંઇ;
લેની હમ પાપ, અને સૌ તાપ, હરી. અવર, ન કહીએ કંઇ
—અરે.
લઇએ તુજ હમ નામ નામ, હમેશાં હમ ઠામ ઠામ,
દ આઠ જામ, ભકિત રામ, ભરી. અવર, ન કહીએ કંઇ
—અરે

જ્ઞાનતા તું મુક મુક, હમમાંજ રામ ન ચુક ચુક,
દે શકિત સુખ, કાપી દુઃખ, કરી. અવર, ન કહીએ કંઇ
—અરે.

મેળવીએ ન હાર હાર, ન કરીએ કોપર ખાર ખાર,
દે વારંવાર, ભકિત મોરાર, ખરી. અવર, ન કહીએ કંઇ
—અરે.

કેશવ ગોપાળને તાર તાર, "ભકત" પ્રાણને ધાર ધાર,
દે ફકત કિર્તાર, જઈએ પાર, તરી. અવર, ન કહીએ કંઇ
—અરે.

## ૫૧

(કર ખયાં તું હમસે જાયગા કાંહાં.—એ રાહ)

કૅરી કર્મ, ધરી ધર્મ, હરી પિછાન; કૅરી.
ખરચ ખંતે, અળગું અંતે, છે નક્કી તું માન;
કર દાન, તું, નાદાન, લઇ માઠે તું એ જ્ઞાન. કૅરી;
છોડી બુરાઇ, જોડી ભલાઇ, સંભારની ભગવાન;
ગોપાળ, કહે, તને, ન ભુલતો કદી કહાન. કૅરી.

## ૫૨

(હાલ સુન અએ સમન પરી—એ રાહ.)

આરાસુરી અંબે તું મા, આવી હમને તું સાહય થા;
સંકટ સમાવની સઘળા, કૃપા કરી તું હમ મા. આરા.
અરજ કરીએ માવડી, સાહય તું થાની હરઘડી;
ભકિત સદા તારી વડી, દેની તુ હમ સાથ જડી. આરા.
બહુ નામી તું છે સતી, સદા પ્રેમ રાખજે અતિ;
ભીડભંજન દે સુમતી, વડી વડી છે તુજ ગતી. આરા.
રાખજે હમેશાં તુંજ મયા, હમ ઉપર બહુજ દયા;
ઉપકાર જે જે તુજ લહયા, જાશે નહીં કહ્યુંજ કહયા. આરા.
શુર પુર નેક નીતિ, વધાર વિવેક ટેક મીતી;
મેળવીએ અનેક કીર્તિ, લઇએ દુર્ગુણ છેક જીતી. આરા.
માગીએ તુજ પાસવર, કેશવની ખરદાસ કર;
નમે પ્રાણ ગોપાળ આશ ભર, થા ખુશી હમ દાસ પર. આરા.

## ૫૩

(ખ્વાર ખ્વાર યારો ખ્વાર, હું મરૂં સુરતકી બજાર—એ રાહ.)

તાર તાર હમને તાર, આ દુઃખ દરિયેથી તું તો તાર,
નહીં હમને કશો આધાર, માટે તું કિર્તાર તાર.
ભજીએ તને ભગવાન, છઇએ હમોરે નાદાન,
આપની જ્ઞાન, કરીએ દાન, લઇએ ખુબ માન.
કહે કેશવ પ્રાણુ ગોપાળ, સદા લેજે તું સંભાળ,
રાખજે વ્હાલ, દીનદયાળ, તું કરી દૂર ઝાળ.

## ૫૪

(સોના પુરના ભડકા વિષે)

(શાહવાલા કીજે ધ્યાન—એ રાહ.)

અરે વ્હાલા ધરની ધ્યાન; ભાઇ મુજ જોને ભડકા બળેછે,
જોને કેવુરે પ્રાણી જળે છે, એમ આપાણુ તુ માન
—અરે વ્હાલા.
ફરતો નહી ફોગટ હમેશાં, ધર ધર હરીનું ધ્યાન;
તનને ધનને જાણુ જુઠારે, માયા એ સમાન—અરે વ્હાલા.
કરતો રહે તું દાન હમેશા, ધર ધર ગોપાળે ધ્યાન;
ભજજે ભાવેથી હરીને હવેથી. જાયા એ તું માન—અરે વ્હાલા.

## ૫૫

(મારે પડે હમ પ્યારી કુબંનકે—એ રાહ.)

ભજીએ પ્રભુ તને, પુરણ પ્રીતેથી,
પુરણ પ્રીતેથી હરખ હેતેથી—ભજીએ.
છે જબરી શક્તિ, દે જબરી ભકિત,
જઇએંજ પાર તરી, હમોજ જેથી—ભજીએ.
દુનિયાદારી, ઘણી આ વિકારી,
હમને હરી તું, તારજ તેથી. —ભજીએ.
સુમતી આપી, કુમતી કાપી,
કરજે ભરપુર હમને, વિવેક નેકેથી—ભજીએ.
કહે પ્રાણુ ગોપાળ, કેશવ હો દયાળ,
જરૂર ઉતાર પાર, હમને ભવેથી—ભજીએ.

૫૬

(અએ બેદો ઇસ નજુમીકા, નાદીર ખ્યાલ હુએ.)

અનીતિ મારી જીતી, તારી પ્રીતી કરૂં રામ;
છે ગતી ભારી, અતિ તારી, રતી છોડું ન નામ—અનીતિ.
આ દુનિયા સારી, કીધી ભારી, હે તેં મોરારી,
કીધાં શશિ, સમુદ્ર સૂર્ય, સકળ સુંદર ધામ—અનીતિ.
કહું ગોપાળ ગીર,—ધારી જબરી, તારી બલીહારી,
માટે ભજું, ભાવેથી હું, પ્રાણજીવન કેશવરામ-અનીતિ.

૫૭

(દીલદારી કીનીરે, તુનેઓ હમદમ—એ રાહ.)

ગીરધારી ધાણીરે, જબરો પ્રભુ તું, સુંદર હરીઆ, સહી કરીઆ,
ભરીહિયાં, ધરીહિયાં, ઠરીહિયા, જળ સ્થળ ઝાડ,
ધાતુ ઝાડી તરીરે—
કર્યાં હમને તે અતિ ઉપકારી,
જાય ગોપાળ કેશવ તુજથી વારી,
હે રામ, ઠામેઠામ, આઠેજામ, દે ભક્તિ તારી હરીરે—ગીરધારી.

૫૮

(હજાર શક્ર હયે ખુદાએ દો જહાનકા—એ રાહ.)

કુલ્યો ફુલ્યો ફર્યો હુ રામ, હાય હાય કુપમાં પડેરો,
મનુષ્ય દેહ બેઠો હું ખોઇ, જે માણી જોયો જડયો.
ભુલ્યો ભુલ્યો ભમ્યો હુ રામ, હાય હાય ભ્રષ્ટ થઇ પડયો,
ધિક ધિક મારૂ જીવવું, તેં શાને મને ઘડયો.
કરી કરી બેદરકારી—હરી હરી થશે મુજ ખ્વારી,
રામ રામ અવસરતો, આવીને અડયો.
ભજીશ ભજીશ હું ગોપાળ—નમીશ નમીશ હું દયાળ,
પ્રાણ માણુ મારો તો, હવે તુજ પાસ જડયો—ફુલ્યો ફુલ્યો.

૫૯

(સુનો શાહ એ બાત હમારી—એ રાહ)

સુણો શ્યામ ગોવરધન ધારી, આપો ભક્તિ સદૈદા તમારી;
કરો મુક્તિ જરૂર હમારી, શ્યામ સુણો અએ શ્યામ.

ખોટું ખોટું છે સર્વ આંહી, જુઠું જુઠું છે સર્વ કાંઇ;
સાચું સાચું છે નામ તુંજ આંહીરે—સુણો.
થઇએ અમો અતિ લાભકારી, રહીએ અમો સદા સુખકારી;
જઇએ કેશવ ગોપાળ પ્રાણ વારીરે—સુણો.

૬૦

(ન કર ફીકર અએ જાનો મન પેશાપરાકી—એ રાહ.)

રે થા નક્કી, અએ ત્રિભુ-વનમાં સરસ તું,
જો રહે ભકિત માંહીજ, સદા ચોકસ તું.
કાયા જાયા જાણી, સર્વેજ જુઠાં,
ન માયા (પ્રેમ) માંથી, પ્રભુ નીજરે ખસ તું.
ચપટ કપટ, કરી ન તું જરા,
રે ઝપટ પ્રભુ પ્રેમ, માંહીજ ધસ તું.
લુચ્ચાઇ જુઠાઇ, જો નહીં કર એમ,
ન પસ્તાઇ પામીશ, ગોપાળ જશ તું.

૬૧

(યાર માર બેશુમાર ગર હો યાર પૈસા—એ રાહ.)

તાર તાર, પ્રભુ તાર, હમને તાર હરી,
હમે હાર, હે મોરાર, ખાધી હાર, હરી,
આવ વ્હાર, હવે વ્હાર, તું કિર્તાર, હરી,
નહીંજ કંઇ, સાર લઇ, તુજ ગ્રહયો પ્યાર હરી.
હવે લેની તું ઉગારી, હમ છીએ શણ તારી,
કેશવ ગોપાળ પ્રાણ વળી જઇએ તુંથી વારી,
અહરનીશ, હે જગદીશ, કરીએ ભકિત તારી,
કીજીએ રે એ ઉપકાર, હે મોરાર હરી—તાર.

૬૨

(પ્રાણીનો જમના માર ખાતી વખતે પોકાર.)

(એજી સાહેબ નતીજા મીલ જાએગા—એ રાહ.)

પ્રાણી—અરે હાએ, નિર્દય તું, કેમરે માર,
નહીં ખમાય, નિર્દય તું, કેમરે માર—અરે હાએ.
શું મેં બગાડ્યું તારૂં, મારે તું શા થારૂ,
જમ—ખસ, અંઠાળ, ચુપ—

પ્રાણી—નિર્દય તું, કેમરે માર.

ખાતો પીતો એકલો ન દેતો કોઇને અન્ન;
ધન સઘળું દાટી મેલતો તોએ ધ્રુજાવે કાં તન !

જમ—અર્ધી ભાર ન પુન્ય કર્યું જો ન આપ્યું સાથ ધન;
કહે વારૂ શું ઉપયોગમાં ત્યારે લીધું તેં આ તન ?

પ્રાણી—એ એક ગુન્હો મારો માફ કર,

જમ—બસ, ચંડાળ, ચુપ—

પ્રાણી—નિર્દય તું, કેમરે માર.

તનનો ઉપયોગ કહું જીભથી ગાતો ગણીકા ગીત;
આ ચક્ષુએ નિરખી કરતો પર સ્ત્રી સાથ પ્રીત.

જમ—ધુળ પડી ચંડાળ જીભથી ગાવાતાં હરી ગીત;
ચક્ષુએ નિરખીજ પ્રભુને કરવીતીજ પ્રીત.

પ્રાણી—એ મુજ ગુન્હો બીજો માફ કર,

જમ—બસ, ચંડાળ, ચુપ—

પ્રાણી—નિર્દય તું, કેમરે માર.

ચર્ણ વાપરતો જવા નૃત્યમાં સઉ સાથ;
ભીખારી જો માગવા આવે તો મારતો લાત ને હાથ.

જમ—ચંડાળ ચર્ણ વાપરવાતાં જવા જાત્રા સૌ સાથ;
ચાલી ચર્ણે અન્ન લાવી આપવામાં લેવાતાજ હાથ.

પ્રાણી—એ મુજ ગુન્હો ત્રીજો માફ કર,

જમ—બસ, ચંડાળ, ચુપ—

પ્રાણી—નિર્દય તું, કેમરે માર.

લુચ્ચાઇ જુઠાઇ કપટ ચપટ ખરેખર કર્યાં મેં બહુ;
પસ્તાવો થાયછ અતિ મને હવે ભજીશ નક્કી હરી હું.

જમ—પસ્તાવો થાયછ જ્યારે તો માન મુકી હું દઉં;
પણ કેશવ ગોપાળ પ્રાણજીવનને ભજજે નક્કી કહું.

પ્રાણી—હા હવે વાત એ મેં માની,

જમ—બસ, થા હવે, દૂર—

પ્રાણી—મને તું ન હવે માર.

૬૩

(અએસ ધોકા દેનવાલે મએને લાખોં દેખે ભાલે—એ રાહ.)

રે તું પાપી થઇ ચાલે, પણ, મરવું તોછે કાલે—રેતું

કર કર પ્રાણુ ગોપાળ જોડ,
ધર ધર કેશવનો હાથરે— તું હો મૈયા ગોમતી—વાહવાહ.
બહુ બહુ આજે નાહીએ આંહી,
સઉ સઉ પ્રાશ્ચિત કાઢરે—તું હો મૈયા ગોમતી—વાહવાહ.

## ૬૬

(શ્રી ઠાકોરજીનાં મંદીરમાં ઉત્સવ.)

( તોરા સચ નહીં કહેનારે, માહેમાન પ્યારી શાન. એ રાહ )

જરા ગમે નહીં જાવુંરે, છોડી ધામ, અંહીથી આમ,
જુગતી હિયા સારી, અતિહિયા દખાએ—જરા૦
સરસ સરસ કેવા ઠાકોર શોભે છે,
એવી શોભા નહીં મળશે;
માન માન માન મારી તું વાત માન, નક્કી મારી વાત માની,
ગુણજ એના ગાની.—જરા૦

## ૬૭

(રાહ ઉપરનીજ.)

તને નમીએ હમો સૌરે, હે ઠાકોર હે ઠાકોર,
છે શક્તિ તુજ ભારી, દે ભક્તિજ તારી—તને૦
તરસ તરસ પુરી દર્શણની પાડી,
કેશવ ગોપાળ પ્રાણની જે;
આણ આણ આણ હવે તું મેહેર આણ, નક્કી તું તો મેહેર આણી,
લેજે હમને તાણી.—તને૦

## ૬૮

(ગાંનેકી ધુંન બચન સુનાતે. એ રાહ૦)

નહીં ગમત, નહીં મમત, હજુ તુજ નહીં કાંઇ છુટી;
વૃધ થયો, જન્મ ગયો, પણ એ તૃષા નવ તુટી. નહીં ગમત૦
શું થાશે, પ્રાણ જાશે, જયારે દેહથી તુજ છુટી;
તુજ ધન, સઉ જન, જાણ લેશે રે લૂટી. નહીં ગમત૦
માટે માન, કરદાન, છાંડી મોજો એ જુઠી;
પાપ તજ, પ્રભુ ભજ, સત સંગત તું ચુંટી. નહીં ગમત૦

લે લુટ, આ 'લુટ', રામ નામની તું લુટી;
બીજી લુટ, જાણુ જુઠ, ગોપાળ કહું માથું કુટી. નહીં ગમતું.

૬૯

(એક નાસ્તીક નરે જ્યારે પોતે એકા એક સર્વ સુખમાંથી દૂર થઇ ગયો ત્યારે ઇશ્વરને સંભાર્યા અને પછી તેના પર થએલી આકાશ વાણી.)

( આ બદકાર એ મગરૂર એ બદનામ એ બેનુર એ રાહ. )

નાસ્તીક—લે દરકાર લે જરૂર—છું મોરાર, સુખે દૂર
ઉર ઉર લાવ એ ઉર—માટ મુજ દયા તું ઉર
આકાશવા૦—દૂર દૂર અએ ગમાર, થુ છે પર નનેકદાર
પ્રભુ થશે મદદગાર, 'ભકત જન' ને માન એ ઉર.

૭૦

( કોઇ હાલ કહો જાકે. મેરી પરીકો સમજાકે. એ રાહ, )

કંઇ તેં ન કર્યું હાથે, કહેની લઇ જઇશ શું સાથે.—કંઇ
અએ જગત માંહી જન્મી તેં તો, લીધા શું શું સાર;
નહીં કર્યા જરા ઉપકાર, નહીં પળવાર, ભજ્યો મોરાર—કંઇ.
લોભને લાભમાં લપટાઇ તું રહ્યો, લોભી તુંજ અપાર;
પણ નહી થયો વારંવાર, નહીં વિચાર, ભજવા ત્રિપુરાર-કંઇ.
દયા દાનને દિનતા ઉરે, આણ્યાં નહીંજ લગાર;
નહીં ભકિત ગણી સુખકાર, નહી ધર્યો પ્યાર, મોહનપર યાર-કંઇ.
માન તું પ્રાણી મોડું રે વહેલું, મૃત્યુ સહુને લેનાર;
નહીં કરી ગોપાળ પર ખાર, નહીં તલભાર, હવે ભજ કિતાર-કંઇ.

૭૧

( નમું પદ ગિરિજા પતિને. એ રાહ. )

કહું પ્રભુ પ્રભુતા તારી શું.
રચનાર તું રચના બહુ ભારી, અતિજ ગતિ તારી.
રચી કાયા, મચી માયા, વળી મોહકારી શું.—કહું.
દેખું હું શું રે ગતિ, તુજ આકાશે અતિ,
કેવી વીજળી થતી, વળી વાદળી જતી, વર્ષા ધારા થતી;
સકળ અકળ એમ કળા તારી; માગું ગોપાળ વારી.
તાપ હરી, આપ હરી, સેવા તારી તું.—કહું.

## ૭૨

(દીવાળી માત વિષે.)

(અએસે ધોકા દને વાલે મઅંન લાખો દખે ભાલે. એ રાહ.)

આહા મૈયા રેરૂહા કાળી, આજ, આવી તુંદી વાળી—આહા.
તુજ શોભા બહુ, કેવા ભાળી,-રહયા સઉ, કેવા કાળી, સુખ તુંજ
દેવા વાળી, દુખ તુંજ, લેવા વાળી.—મૈયા.

આહા ઝળ ઝળ વળી રૂશનાઇતો, શું ઝળેરે શું ઝળેરે, ઘેર
ઘેર દીવા મા તુજ, શું બળેરે શું બળેરે, દીવા વાળી માત
તુંરે, છે દયાળી, માત તુંરે, આરૂ–પાળી, રાત શુંરે,
કઠ ચાલી, વાટ શુંરે.—મૈયા.

આહા બાળા વળી ફટાકાતો, હરખે જઇ શું ફોડેરે,
અંદુક બપોર પેટી કોઠી, શું છોડેરે શુ છોડેરે, વહી
પૂજન, થાય કાળી, બોણી સુજન, લાય કાળી, સકળ
જન, માંય કાળી, આજ ધન્ય, થાય કાળી, ધન્ય તને માત,
બહુ જગે તું પ્રખ્યાત, હમ વિનવીએ વાત, પ્રાણ ગોપાળ
કેશવ સાથ, કરી સઉ બહુ ભકિત હમ, લઇએ જાણી,
તને કાળી.—આહા મૈયા.

## ૭૩

( અજબ નહીં ઇકસીર તુમારી, એ રાહ. )

પ્રાણ (ચિત) લગાડી, હમોતો તારી, વિનંતી કરી, શં-કરહરહર;
નમાવી શિર, માગીએ તુજ, ભકિત હો શં–કર હરહર.
જીન ભુત તુજ સાથ ફરેછે, ઉમિયાનો છે તું વર હરહર;
વતન તારૂં, છોડી કૈલાસ, લોટે મસાણ શં–કર હરહર.
નદી ગંગા તુજ શિર વહેછે, નામ તેથી ગગા ધર હરહર;
ગોળા ભસ્મના, લઇ સ્મશાને, કરે લેપન શં–કર હરહર.
પાત્ર ખોપરીનું તુંજ લઇને, ભોળા તું ભોજન કર હરહર;
લઇ મનુષ્યનાં, તુંમલા તુંતો, ધર માળા શં–કર હરહર.
કેવી અમંગળ રૂપ તુંતો, શંભુ સામગ્રી ધર હરહર;
શણદાતા, તોએ તું કહેવાય, મંગળરૂપ શં–કર હરહર.
વરદાતા વર આપ ભક્તિનો, હમને ગિરિજા ધર હરહર;
નમે છે તને; પ્રાણ ને ગોપાળ, ભક્ત કેશવ શં–કર હરહર.

૭૪

(શિક્ષાધારી લાભકારી અથવા દીલકોશહેનાજ તુંઅપને એ રાહ)

ચાલો આવો, તત્પર થાઓ, ભજો રામ રામ રામ.— ભજો.
સર્વ વ્યાપક તું હો રામ રામ. —ચાલો.
પાડ્યું તેં પાર, પ્રભુ કિર્તાર,
વાહ વાહ વાહ વાહ, હમારૂં કેવું કામ કામ કામ. સર્વ—ચાલો.
હું રામ આત્મા, માગું પરમાત્મા,
હણજે તાપ પાપ, સઉ એમ ઠામ ઠામ ઠામ. સર્વ—ચાલો.
કેશવ હું રામ, માગું હું શયામ,
દજે હરી ભરી ભક્તિ આઠે જામ જામ જામ. સર્વ—ચાલો.
પ્રાણજીવન વારૂં, ન કહું હું 'મારૂં',
જાણુ રામ નામ એજ ફકત દામ દામ દામ. સર્વ—ચાલો.
નીતિ હું જાણું, પ્રીતી તુજ જાણું,
પૂરજે પ્રભુ પ્રભુ ગોપાળની એ હામ હામ હામ. સર્વ—ચાલો.

૭૫

(જીન સુખ પલીઆં, ગુડીઆં ખેલીઆં. એ રાહ.)

આજે મળીયા, આજે મળીયા, ભક્તિ અર્થે હમો મળીયા.
મુક્તિ કરજે જરૂર હમારી, ભક્તિ આપી શામળીયા,
શક્તિ તારી છે બહુ ભારી, કીર્તિ તારી બહુ બળીયા. આજે.
સંકટ સર્વ દૂર કરી તુ, સાહ્ય થજે હો પાતળીયા,
પ્રાણ,ગોપાળ કેશવ માગીલે, ઘેર ઘેર કરજે મંગળીયા. આજે,

સમાપ્ત.

---

## જાહેર ખબર.

આ ચોપડી મુંબઇમાં કાલબાદેવીનાં રસ્તાપર હાલાઇ ભાટીયા જુની માહાજન વાડીમાં કર્તા પાસેથી તથા બીજા જાણીતા બુકસેલરો પાસેથી વેચાતી મળશે.